**Allu Mallu Ane Amo - 1 (Gujarati)**
**Translation of Allu Mallu Aur Hum - 1 (Urdu)**



**Writer**
Mael Khairabadi

**Gujarati Translation**
Mohammad Ameen Sheth

**Sketches**
Azeemu Zaman

**Cover/Layout Design**
Malik Khalifa

# અલ્લુ-મલ્લુ અને અમો....



એક હતો અલ્લુ- એક હતો મલ્લુ- એક હતા અમો- ત્રણેમાં ગાઢ દોસ્તી એક વખત અમે ત્રણેય ફરવા નીકળ્યા, ફરતાં-ફરતાં એક બકરી મળી અલ્લુએ બકરીને મારી મલ્લુએ બકરીને મારી, અમે ખવડાવ્યા પાંદડા... આગળ ચાલ્યા, ચાલતાં ચાલતાં એક બડેમિયાં મળ્યા. અલ્લુએ તેમને છેડયા... મલ્લુએ તેમને છેડયા... અમે કર્યો સલામ. બડેમિયાંએ અલ્લુને ધમકાવ્યો, મલ્લુને ધમકાવ્યો... અમને આપી દુઆઓ....

આગળ ચાલ્યા. ચાલતાં-ચાલતાં શેરડીનું ખેતર આવ્યું- અલ્લુએ શેરડીના સાંઠા તોડ્યા-

મલ્લુએ તોડયા- અમે કહ્યું: 'આ તો ચોરી છે.' એટલામાં ખેતરનો માલિક આવી ગયો. તેણે અલ્લુને માર્યો- મલ્લુને માર્યો, અમને પ્રેમ કર્યો.





આગળ ચાલ્યા- ચાલતાં ચાલતાં એક મસ્જિદ આવી, મસ્જિદમાં અઝાન થઈ રહી હતી. અસ્રની નમાઝનો સમય હતો. અમે કહ્યું: ‘ચાલો નમાઝ પઢી લઈએ.’ અલ્લુએ ના પાડી... મલ્લુએ ના પાડી... અમે નમાઝ પઢવા ગયા. અલ્લુ-મલ્લુ બહાર રમતા રહ્યા... રમતાં-રમતાં જાંબુના ઝાડ ઉપર ચઢી ગયા. જાંબુની ડાળ નબળી હોય છે. ગાંઠમાંથી તૂટી ગઈ. અલ્લુ પડયો નીચે ધડામ... મલ્લુ પડયો ધડામ.



અમે હતા મસ્જિદમાં આવીને જોયું- હતા બંને ઘાયલ. અલ્લુ રડી રહ્યો હતો... મલ્લુ રડી રહ્યો હતો. અમે તો ખૂબ ગભરાયા... જલદી-જલદી ઘોડાગાડી લાવ્યા, બંનેને તેમાં બેસાડયા, ઘરે લાવ્યા, ઘરે આવીને પાટાપીંડી કરી, અલ્લુએ તૌબા કરી, મલ્લુએ તૌબા કરી અમે માંગી દુઆ.

હે અલ્લાહ ! અમને ત્રણેય મિત્રોને તારા નેક અને સારા બંદા બનાવી દે, અમે ત્રણેય ખાસ મિત્રો છીએ, હવે દરરોજ સાથે સાથે મસ્જિદમાં જઈએ છીએ, કોઈ ખોટું કામ કરતા નથી.

કેવા સારા મિત્રો છીએ! અલ્લુ-મલ્લુ અને અમે...

# નમાઝમાં ઉતાવળ ન કરવી...



એક હતો અલ્લુ-એક હતો મલ્લુ, એક હતા અમે, ત્રણે ફરવા નીકળ્યા, રસ્તામાં નમાઝનો સમય થઈ ગયો. અલ્લુ-મલ્લુ અને અમે- મસ્જિદમાં ગયા.



મસ્જિદમાં જમાઅતથી નમાઝ થઈ રહી હતી. અલ્લુ-મલ્લુ અને અમો વુઝૂ કરવા લાગ્યા, એટલામાં ઇમામ સાહેબ રુકૂઅમાં ગયા, ઇમામના પાછળ નમાઝીઓ પણ રુકૂઅમાં ગયા. આ જોઈને અલ્લુ  રક્અત છૂટી ન જાય એ લાલચે દોડયો. મલ્લુ પણ તેને જોઈને દોડયો. અમે ના પાડી, દોડો નહીં, મસ્જિદમાં ન દોડાય. પણ અલ્લુ-મલ્લુએ તો અમારી એક વાત ન સાંભળી. દોડીને નમાઝમાં સામેલ થઈ ગયા, પણ અમે તો ન જ દોડયા.



નમાઝ પઢી લીધા પછી- અમે તે બંનેને કહ્યું: અલ્લાહના પ્યારા રસૂલ સ.અ.વ.નો હુકમ છે કે, 'દોડીને જમાઅતમાં સામેલ ન થાવ, જો કોઈ રક્અત છૂટી જાય તો તેને પાછળથી પૂરી કરી લો.' અલ્લુ-મલ્લુએ સાંભળ્યું તો એક સાથે બોલ્યા: 'આ આપણા પ્યારા નબી રસૂલુલ્લાહ સ.અ.વ.નો હુકમ છે ?'- અમે કહ્યું: 'જી હા ! આ પ્યારા રસૂલ સ.અ.વ.નો હુકમ છે. હવે અલ્લુ-મલ્લુ બોલ્યા: 'તો પછી તે બરાબર જ છે. પ્યારા રસૂલ સ.અ.વ.એ જે તરીકો અને રીત બતાવી છે, તેના ઉપર જ ચાલવું જોઈએ. હવે અમે દોડીને કયારેય જમાઅતમાં શરીક નહીં થઈએ.' અમે તેમની આ વાત અને એકરાર સાંભળીને ખુશ ખુશ થયા; અને અમે ત્રણેય મિત્રો હરી-ફરીને ઘરે પાછા આવી ગયા.




# ગપ્પાબાજી

એક હતો અલ્લુ, એક હતો મલ્લુ, એક હતા અમો. અમે ત્રણેય એક બેઝિક સ્કૂલમાં સાથે ભણતા હતા. રમઝાનનો મહિનો હતો, હેડમાસ્તર સાહેબે ઓર્ડર કર્યો કે જુમ્આના દિવસે બે વાગે ગપ્પાબાજીની હરિફાઈ થશે. જે પ્રથમ નંબરે આવશે. તેને ચાંદીનો કપ-મેડલ આપવામાં આવશે. અલ્લુ-મલ્લુ મોટા ગપ્પાબાજ હતા. બંને તો આ સાંભળીને ખૂબ ખુશ થઈ ગયા. ચાલો હવે મજા આવશે. અલ્લુએ કહ્યુંઃ 'હું એવા ગપ્પા સંભળાવીશ કે કપ તો હું જ જીતી જઈશ.' મલ્લુએ કહ્યુંઃ 'અરે, હું એવા ગપ્પા સંભળાવીશ કે કપ તો મારા ભાગે જ આવશે,



આ સાંભળીને અમે તો દુઃખી થઈ ગયા. અમે કહ્યું: ‘અરે ભાઈઓ ! જરા વિચારો તો ખરા ?’ આ રમઝાનનો મહિનો છે. આપણે રોઝા રાખીએ છીએ. મુસલમાને તો આમ પણ જૂઠ બોલવું ન  જોઈએ. આપણે આ મહિનામાં તો સાચું બોલવાની આદત પાડવી જોઈએ. જેથી આખા વરસ દરમ્યાન કયારેય જૂઠ ન બોલીએ, તમે બન્ને મુસલમાન થઈને કપની લાલચમાં આવા મુબારક મહિનામાં ગપ્પા હાંકશો ? જૂઠી વાતો કરશો ? તૌબા-તૌબા, ગપ્પા તો કેટલી ખરાબ વાત છે- ન તેના કોઈ પગ ન માથું. તદ્દન જૂઠ જ જૂઠ. ગપ્પા અને કપની લાલચમાં ‘ગપ્પા’. કેટલું ખરાબ કહેવાય. અરે તૌબા-તૌબા ! તમે બંને અલ્લાહથી ડરતા નથી. રોઝાનો મહિનો અને ગપ્પા !

તમને અલ્લાહના વ્હાલા રસૂલ સ.અ.વ.ની તે હદીસ તો યાદ જ હશે જેમાં ફરમાવ્યું છે કે, 'રોઝા' રાખીને જે વ્યક્તિ જૂઠ બોલ્યો, તેને જરા પણ સવાબ નહીં મળે, બસ તે તો ભૂખ્યો જ રહ્યો.'

તો મારા ભાઈઓ ! મારૂં કહ્યું માનો, અને આ ગપ્પાબાજીમાં ભાગ ન લો, અમે જ્યારે આ કહ્યું તો અલ્લુ-મલ્લુ વિચારવા લાગ્યા. બોલ્યાઃ 'હેડમાસ્તર સાહેબ નારાજ થશે. કેમ કે તેઓ જાણે છે કે અમે બન્ને ગપ્પાબાજીમાં ખૂબ પ્રવીણ છીએ. અમારા જૂઠ બોલવા પર તેઓ ગર્વ લે છે. એવું ન થાય કે તેઓ અમને સ્કૂલમાંથી કાઢી મૂકે... અમને તો હેડમાસ્તરથી બીક લાગે છે.

અલ્લુ-મલ્લુની આ વાત સાંભળી તો અમે તેમને સમજાવ્યા. ભાઈઓ ! બીક તો માત્ર અલ્લાહની જ રાખવાની. અલ્લાહથી ડરનારો કોઈ બીજાથી ડરતો નથી. પોતાના ખુદા પર ભરોસો રાખો. જેનો અલ્લાહ સાથી હોય તેનું કોઈ શું બગાડી શકે ? તમારે તો આ મુબારક મહિનામાં સાચું બોલવાની આદત પાડવી પડે ને ? પોતાના રબને ખુશ કરો.

અલ્લુ-મલ્લુની સમજમાં અમારી વાત આવી ગઈ. તેમણે વાયદો કર્યો કે, 'ગપ્પાબાજીની હરીફાઈમાં તેઓ ભાગ નહીં લે...'





હવે સાંભળોઃ ‘ગપ્પાબાજીની હરીફાઈ થઈ. અલ્લુ-મલ્લુએ ભાગ ન લીધો. તેમના પછી જૂઠ બોલવામાં બિરબલનો નંબર હતો. ગપ્પાબાજીમાં બિરબલ પ્રથમ નંબરે આવ્યો. સ્કૂલનો સૌથી મોટો જૂઠો કહેવાયોઃ કપ જીતવાનો હકદાર થઈ ગયો.



હવે આવ્યો ઇનામ  આપવાનો સમય. હેડમાસ્તર સાહેબ ઊભા થયા. તેમણે કહ્યું: ‘જુઓ, બિરબલ ગપ્પાબાજીમાં કપ જીતી ગયો. પણ બાળકો ! આ ચાંદીનો કપ આપવાની વાત પણ ગપ્પું જ હતું !! હવે ઇનામ કેવું ?! હેડમાસ્તર સાહેબનું આ ગપ્પું સાંભળી બધા વિદ્યાર્થીઓ નવાઈ પામ્યા અને હસી પડયા કે ખરેખર સૌથી મોટા ગપ્પાબાજ તો હેડમાસ્તર જ નીકળ્યા ! બિરબલનું મોઢું પડી ગયું, તે નિરાશ થઈ ગયો. સાચું છે કે જેવો ગુરૂ તેવો જ શિષ્ય. અમે અલ્લુ-મલ્લુ તરફ જોયું. તેમણે બંનેએ અમારા તરફ જોયું. તેમની આંખોમાં અમારા માટે માન અને આભાર હતો. પછી ખુદાનો આભાર માનીને અમે બધા સ્કૂલથી ઘરે આવી ગયા. અલ્લાહનો ખૂબ-ખૂબ આભાર માનો કે તેણે અલ્લુ-મલ્લુને આ પવિત્ર રમઝાન માસમાં જૂઠ બોલવાથી બચાવી લીધા.



# લોટરી

એક હતો અલ્લુ, એક હતો મલ્લુ, એક હતા અમો. એક દિવસ અમે ત્રણે બજારમાં ગયા. બજારમાં એક વ્યક્તિ બૂમો પાડી રહી હતી: 'એક રૂપિયામાં ભેંસ, એક રૂપિયામાં ભેંસ લઈ લો !!'' લોકો તેના પાસે ટોળે વળી ગયા. લોકો તેને એક રૂપિયો આપતા અને પહોંચ લઈને ચાલી નીકળતા. અલ્લુએ કહ્યું: 'આવો જોઈએ, શું વાત છે ?' મલ્લુએ કહ્યું: 'હા, ચાલો.' અમે પણ કહ્યું: 'હા, ચાલો જોઈએ તો ખરા કે શું વાત છે?'



અમે ત્રણે ત્યાં ગયા. પૂછયું શું વાત છે ? એક વ્યક્તિએ કહ્યુંઃ 'એક ભેંસ માટે લોટરી થઈ રહી છે. અલ્લુએ પૂછયુંઃ 'લોટરી કોને કહેવાય ?' મલ્લુએ પૂછયુંઃ 'લોટરી એટલે શું ?' અમે પણ પૂછયુંઃ 'લોટરી કોને કહેવાય છે ?' તે વ્યક્તિએ કહ્યુંઃ 'લોટરીનો અર્થ એ છે કે કોઈ વસ્તુની કિંમત ઘણા નાના-નાના ભાગમાં વહેંચી દેવામાં આવે અને એક-એક ભાગની રકમ લોકો આપી દે. પછી ભાગવાળા લોકોના નામે અલગ-અલગ ચિઠ્ઠી બનાવવામાં આવે અને તેની ગોળ ગોળીઓ બનાવી લેવામાં આવે અને એટલી જ સાદી ચિઠ્ઠીઓ બનાવાવાની, પછી તે સાદા નામ લખ્યા વગરની એક ચિઠ્ઠીમાં તે વસ્તુ નામ લખી દેવાનું. તે પછી લોકોના નામવાળી ચિઠ્ઠીઓ એક ડબ્બામાં અને નામ વગરની બીજા ડબ્બામાં ભરી દેવાની. પછી એક ડબ્બામાંથી એક ગોળી અને બીજા ડબ્બામાંથી એક



ગોળી કાઢવાની. આમ એક સાથે બન્નેમાંથી એક-એક ચિઠ્ઠી  કાઢતા જવાની. જેના નામ સાથે પેલી વસ્તુના નામવાળી ચિઠ્ઠી પણ નીકળે તો તે વસ્તુ તે માણસ લઈ જાય. આ સાંભળીને અલ્લુએ કહ્યુંઃ 'આ તો ખૂબ સસ્તો સોદો છે.' મલ્લુએ પણ આમ જ કહ્યું. અમે કહ્યુંઃ 'ના, આ તો તદ્દન જુગાર છે અને જુગાર તો તદ્દન હરામ છે.' અલ્લુએ કહ્યુંઃ 'ભાઈ ! આ જુગાર કેવી રીતે થયો ?'  અમે સમજાવ્યુંઃ 'જુઓ, આ જુગાર એ રીતે છે કે ઘણા બધા લોકો લોટરીના નામે દાવ લગાવે છે. પછી અચાનક જેના નામે દાવ નીકળે તે બધા દાવ લઈ જાય અને બાકીના લોકો ? નિરાશ થઈને જતા રહે ! આવું જ છે ને આમાં પણ. તો પછી આ જુગાર નથી તો શું છે ? ભાગ બધા લે અને રૂપિયા પણ બધા આપે અને તમામનો ભાગ અને રૂપિયા એક જ વ્યક્તિ લઈ જાય ! આ શું કહેવાય ?  આ રીતે અમે સમજાવ્યું તો અલ્લુ અમારી વાત સમજી ગયા. બોલ્યાઃ 'ખરેખર સાચી વાત છે, આ તો જુગાર જ છે, અને હરામ છે.' મલ્લુ પણ અમારી વાત સમજી ગયા. તે પણ બોલ્યાઃ 'અરે હા! આ વાત તો જુગાર જ છે અને હરામ જ છે.' તે પછી અલ્લુ-મલ્લુ અને અમો ત્યાંથી બીજી તરફ ચાલી નીકળ્યા.



# ચકરડીવાળો

એક હતો અલ્લુ, એક હતો મલ્લુ, એક હતા અમો. એક દિવસ અલ્લુ બોલ્યોઃ 'ચાલો ફરવા જઈએ.' મલ્લુએ પણ હા પાડી. 'અમે પણ કહ્યુંઃ 'હા, હા, ચાલો, ફરવા જઈએ, મજા આવશે.'

એટલે- અમે ફરવા નીકળ્યા. અમે પણ ખુશ, અલ્લુ પણ ખુશ, મલ્લુ પણ ખુશ. અમે ત્રણેય ફરતા-ફરતા જઈ રહ્યા હતા. રસ્તામાં એક માણસ રોડના કિનારે બેસ્યો હતો.



તેના પાસે ઘણી બધી વસ્તુઓ હતી. ગોળીઓ, ચોકલેટો, જલેબી, પેન, પેન્સિલ, રબર, નોટબુક, બોલ, ચશ્મા, કાગળના રંગ-બેરંગી રમકડાં- આવી ઘણી ચીજો હતી. તેણે પાથરણા પર સજાવીને મૂકી હતી. પાસે એક ગોળ ખૂબસૂરત પાટિયા ઉપર નંબર લખેલા હતા અને તેના .પર ચકરડી મૂકેલી હતી. તે વ્યક્તિ તે ચકરડીને હાથથી ફેરવ્યા કરતી, ગોળ-ગોળ. અને  કહેતો કે, ‘આવો બાળકો !- પૈસા આપીને એક વાર ચકરડી ફેરવો, જે નંબર પર ચકરડી ફરતી-ફરતી રોકાશે. તે નંબરની ચીજ તમારી, તમારે લઈ લેવાની. એક રૂપિયામાં હાથી લો, એક રૂપિયામાં ઘોડા લો, અથવા જે નીકળે તે લો.




અલ્લુએ કહ્યુંઃ ‘ઊભા રહો, ચાલો ચકરડી ફેરવીએ.’ મલ્લુએ કહ્યુંઃ ‘હા ચાલો ફેરવીએ, કિસ્મતમાં હશે તો એક રૂપિયામાં બે-ત્રણ રૂપિયાની વસ્તુ મળી જશે, મજા આવશે.’ અમે કહ્યુંઃ ના, ભાઈ ના, આ તો જુગાર છે, અમે તો નહીં રમીએ.’ અલ્લુ-મલ્લુ યાદ કરો પેલી વાત. જુગાર તો નાજાઈઝ છે ને ?!



અલ્લુ બોલ્યોઃ "હા, ભાઈ ! તમે અગાઉ કહ્યું હતું તેમ આ પણ ખરેખર જુગાર છે. અને જુગાર રમવું હરામ છે. મલ્લુ બોલ્યો- હા, ભાઈ મને પણ યાદ આવ્યું. આ તો ખરેખર જુગાર છે. જેનાથી આપણા વહાલા રસૂલ સ.અ.વ.એ આપણને મનાઈ ફરમાવી છે. અમે કહ્યુંઃ 'બસ તો પછી ચાલો, આગળ ફરવા જઈએ, આજે તો વહેલા ઘરે જવાનું છે.'



# સાચાની તરફેણ

એક હતો અલ્લુ, એક હતો મલ્લુ, એક હતા અમે. ત્રણે એક જ સ્કૂલમાં ભણતા હતા. આ સ્કૂલમાં હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી, શીખ, આમ દરેક ધર્મના બાળકો ભણતા હતા.




એક દિવસ, એક  ખ્રિસ્તી છોકરા અને મુસલમાન છોકરામાં ઝઘડો થઈ ગયો. આ ઝઘડો એક પેન માટે થયો.
મુસલમાન છોકરો કહેતોઃ 'આ પેન મારી છે.' ખ્રિસ્તી છોકરો કહેતોઃ 'આ પેન મારી છે.' ઝઘડો આગળ વધી ગયો. તો વાત હેડમાસ્તર સુધી પહોંચી ગઈ. માસ્તર સાહેબે બંને છોકરાને કહ્યું, તમે તમારા સાક્ષી લાવો. હવે... મુસલમાન છોકરાઓ મુસલમાન છોકરા તરફ થઈ ગયા અને ખ્રિસ્તી છોકરાઓ ખ્રિસ્તી છોકરા તરફ થઈ ગયા.




અલ્લુ પણ મુસલમાન છોકરાની તરફેણમાં થઈ ગયો. મલ્લુ પણ- અલ્લુએ અમારાથી કહ્યુંઃ 'તમે પણ મુસલમાનની તરફેણ કરો.' મલ્લુએ પણ અમને કહ્યુંઃ 'તમારે પણ મુસલમાન છોકરાની તરફ રહેવાનું છે. અમે પૂછયુંઃ શું પેન મુસલમાન છોકરાની છે ? અલ્લુએ કહ્યુંઃ 'ના, પેન એની તો નથી.' મલ્લુએ પણ કહ્યુંઃ 'હા, પેન તેની તો નથી.' અમે તે બંનેથી પૂછયુંઃ 'તો પછી તમે બન્ને મુસલમાન છોકરાની તરફેણ કેમ કરો છો ?' અલ્લુએ કહ્યુંઃ એ છોકરો મુસલમાન છે ને ! અમે કહ્યુંઃ 'અરે વાહ ! મુસલમાન જો ચોરી કરે, લૂંટફાટ કરે, જૂઠ બોલે, ગાળો બોલે, ધક્કા મારે, ઝઘડો કરે અને આ જ પ્રકારના બીજા ખરાબ કામ કરે, તો શું ત્યારે પણ તેની જ તરફેણ કરશો?


CHART
CALENDAR
અલ્લુએ કહ્યું: ‘હા, બેશક ! મલ્લુએ કહ્યું: ‘હા કરવી જ પડે ને !’ અમે પૂછયું: ‘કેમ ?
અલ્લુએ ફરીવાર એમ જ કહ્યું: ‘એક મુસલમાન છે એટલે.’

અમે કહ્યું: 'મને લાગે છે કે તમે બંને ભાઈઓ મુસલમાનનો સાચો અર્થ જાણતા નથી.' અલ્લુએ કહ્યું: સારું તમે જ બતાવો. મલ્લુએ પણ કહ્યું: 'હા, તમે જ બતાવો.'
અમે તેમને સમજાવ્યા: 'અરે ભાઈ ! મુસલમાન તો તે છે જે અલ્લાહને અને તેના રસૂલ સ.અ.વ.ને માને અને આખિરતની પકડથી ડરે કે એક દિવસ આવવાનો છે જ્યારે અલ્લાહ અમારા ખોટા અને ખરા તમામ કામોનો હિસાબ કરશે અને તે મુજબ અમને ઇનામ કે સજા આપશે.' અલ્લુએ કહ્યું: 'આ તો અમે પણ જાણીએ છીએ, હોં- ' પછી અમે કહ્યું: 'તો પછી આગળ સાંભળો, અલ્લાહના વ્હાલા રસૂલ સ.અ.વ.એ ફરમાવ્યું છે કે, 'તે વ્યક્તિ અમારામાંથી નથી જે કોઈની ખોટી તરફેણ કરીને બીજાઓથી લડે.' આપણા પ્યારા રસૂલ સ.અ.વ.એ આ પણ ફરમાવ્યું કે, 'જૂઠી સાક્ષી આપવી અને શિર્ક કરવું બંને સરખા ગુના છે.'
અમે જ્યારે આ સમજાવ્યું તો અલ્લુનું મોં પડી ગયું, મલ્લુનો ચહેરો પણ પીળો પડી ગયો. બંને તૌબા અને પશ્ચાતાપ કરવા લાગ્યા.
પછી અલ્લુએ કહ્યું: હા, ભાઈ ખરેખર પેન તો ખ્રિસ્તી છોકરાની જ છે, તે પછી અમે ત્રણેએ બીજા બધા મુસલમાન છોકરાઓને સમજાવ્યા. અલ્લાહથી ડરાવ્યા. પ્યારા રસૂલ સ.અ.વ.નો હુકમ સંભળાવ્યો. તો બધા મુસલમાન છોકરાઓ સમજી ગયા કે આપણે ખોટું કરી રહ્યા હતા. તેઓ બધા તૌબા કરવા લાગ્યા. બધાએ કહ્યું: 'આપણે તો અલ્લાહ અને રસૂલની જ વાત માનીશું અને સાચી વાતની જ તરફેણ કરીશું. ભલેને આપણું પોતાનું જ નુકસાન કેમ ન થાય ?'
પછી અલ્લુ-મલ્લુ, અમે અને બધા મુસલમાન છોકરાઓએ તે મુસલમાન છોકરાથી કહ્યું: 'તું કેવો મુસલમાન છે ? કે અલ્લાહથી ડરતો નથી અને અલ્લાહના રસૂલ સ.અ.વ.ની વાત પર અમલ નથી કરતો અને ખોટું બોલે છે ? અમારે પણ તારી ખોટી તરફેણ કરવી પડી.' અને તે છોકરાને પણ અલ્લાહના રસૂલ સ.અ.વ.ની પ્રેમાળ વાતો અને શિખામણો સમજાવી.
તે મુસલમાન છોકરાના દિલ પર અમારી આ વાતોની ખૂબ સારી અસર થઈ. તેણે પણ બધાના સામે તૌબા કરી અને સ્વીકાર કર્યો કે હવે હું કયારેય પણ ખોટું નહીં બોલું અને સાચો મુસલમાન બનીને રહીશ.
તે પછી તે છોકરાએ કલાસના તમામ છોકરાઓની માફી માંગતાં કહ્યું કે, 'હા, પેન તો આ ખ્રિસ્તી છોકરાની છે. હું ખોટું બોલતો હતો, મને શૈતાને બહેકાવી દીધો હતો. હું અલ્લાહથી માફી માંગું છું, તમે બધા પણ મને માફ કરી દો,
તે છોકરાના આ પસ્તાવાથી તે ખ્રિસ્તી છોકરાએ પણ તેને માફ કરી દીધો. માસ્તર સાહેબ પણ ખુશ થઈ ગયા. તમામ હિંદુ-મુસ્લિમ, શીખ, ખ્રિસ્તી છોકરાઓ ખુશ થઈ ગયા. બધા એકબીજાના ગળે મળ્યા અને આનંદનું વાતાવરણ બની ગયું.



# મઝલૂમ-પીડિત ની મદદ



એક હતો અલ્લુ, એક હતો મલ્લુ, એક હતા અમે. અમે ત્રણે ખાસ મિત્રો હતા, એક દિવસ અમે ત્રણે ફરવા નીકળ્યા. ચાલતાં-ચાલતાં એક જગ્યાએ જોયું તો લગ્નની જાન રોકાયેલી હતી. લોકો નાચી રહ્યા હતા, ઢોલ-ત્રાંસા વાગી રહ્યા હતા. અલ્લુએ કહ્યું: 'આવો, નાચ જોઈએ.' મલ્લુએ કહ્યું: 'હા, હા, ચાલો જોઈએ.' અમે કહ્યું: 'નાચ જોવું હરામ છે.' અમે કહ્યું: અલ્લાહના વ્હાલા રસૂલ સ.અ.વ.એ મનાઈ ફરમાવી છે. હવે અલ્લુ બોલ્યો કે, 'તો પછી આપણે નાચ નહીં જોઈએ' મલ્લુએ પણ ગર્દન હલાવીને કહ્યું: 'હા આપણાથી નાચ ન જોવાય. અલ્લાહના રસૂલ સ.અ.વ.ના હુકમ પર અમલ કરવો જ પડે.

અમે ફરતાં-ફરતાં આગળ વધ્યા. એક જગ્યાએ જોયું તો અમુક છોકરાઓ- મસ્તીખોર છોકરાઓ એક વૃદ્ધ ફકીરને સતાવી રહ્યા હતા. તેને કાંકરીઓ મારીને હસતા હતા. બીચારા વૃદ્ધ ફકીરની લાકડી ખેંચી લેતા, ફકીર ના પાડતો તો તેમને મજા આવતી, હસવા લાગતા.



અલ્લુએ આ જોયું તો તેને મજા પડી. કહ્યું: 'ચાલો, આપણે પણ ફકીરને સતાવીએ, મજા ' આવશે. મલ્લુને મજા પડી. તે પણ તૈયાર થઈ ગયો. અમે તેમને કહ્યું: 'આ ખરાબ વાત છે.' આ રીતે કોઈ વૃદ્ધને પરેશાન ન કરાય. અલ્લુ બોલ્યો: 'પણ મજા તો આવે છે ને !' મલ્લુને પણ મજા લૂંટવી હતી.

અમે કહ્યું: 'મજા લઈને શું કરશો ? આપણા ઘરના કોઈ વૃદ્ધને આમ કોઈ સતાવે તો ? અલ્લાહના વ્હાલા રસૂલ સ.અ.વ.ની તાલીમની ખબર નથી ? આપે મનાઈ ફરમાવી છે, આ પ્રકારના કામોથી, અને ખબર છે, અલ્લાહ નારાજ થઈ જશે.



અલ્લુએ અમારી વાત સાંભળીને કહ્યુંઃ 'હા, તમારી વાત સાચી છે. આપણે મજા ખાતર પણ વૃદ્ધને સતાવવો ન જોઈએ.' મલ્લુએ પણ એમ જ કહ્યું કે' આપણી મજા માટે વૃદ્ધને કદાપિ નહીં સતાવીએ. અમે કહ્યુંઃ એક બીજી વાત સાંભળો ! અલ્લુ-મલ્લુએ પૂછયુંઃ તે શું છે ? અમે કહ્યુંઃ તે એ કે વ્હાલા નબી સ.અ.વ.એ ફરમાવ્યું છે કે, 'મઝલૂમની મદદ કરો.' અલ્લુ-મલ્લુએ પૂછયુંઃ 'મઝલૂમનો અર્થ શું છે ?' અમે તેમને કહ્યુંઃ 'મઝલૂમ-પીડિતનો અર્થ એ છે કે જેને સતાવવામાં આવે, જેના ઉપર અત્યાચાર કરવામાં આવે, જેમ કે- આ વૃદ્ધ ફકીર.'

હવે અલ્લુને સમજમાં પૂરી વાત આવી ગઈ. તેની લાગણી ઊભરાઈ આવી. તેણે કહ્યુંઃ 'તો પછી આવો, આપણે આ વૃદ્ધ ફકીરની મદદ કરીએ.' અમે કહ્યુંઃ 'હા, હા જરૂર, ચાલો મદદ કરીએ.'



હવે અમે ત્રણે આગળ વધ્યા. અલ્લુએ તે છોકરાઓને સખત ઠપકો આપતાં કહ્યું: 'ખબરદાર ! જો હવે આ ફકીરને કંઈ કહ્યું તો- મલ્લુ પણ ખિજાયો, અમે પણ કડક થઈને છોકરાઓને બોલ્યા અને ખખડાવ્યા. શરમ નથી આવતી આવા લાચાર વૃદ્ધને સતાવતાં ? છોકરાઓ અમારી ધમકીઓ સાંભળીને ચૂપ થઈ ગયા. અમારા સામે જોયું, અમારા તેવર જોઈને ડરી ગયા અને એક-એક કરીને ત્યાંથી રવાના થઈ ગયા.

વૃદ્ધ ફકીર અમારો આભાર માનવા લાગ્યા અને અમારા માટે દુઆ કરવા લાગ્યા. અમને પણ સંતોષ થયો કે અમે અલ્લાહ અને રસૂલ સ.અ.વ.ના આદેશ મુજબ એક મઝલૂમની મદદ કરી. અમે સંતોષ સાથે ફરતાં-ફરતાં પાછા પોત-પોતાના ઘરે પહોંચી ગયા.

# કાલે શું થશે ?

એક હતો અલ્લુ, એક હતો મલ્લુ, એક હતા અમે. એક દિવસ ફરવા નીકળ્યા. ચાલતા-ચાલતા એક પાર્કમાં પહોંચ્યા, ત્યાં એક પંડિતજી બેસ્યા હતા, જૂના પુસ્તકો અને પાનાઓ તેમણે ખુલ્લા કરીને પોતાના સામે મૂકેલા હતા. અલ્લુએ કહ્યું: 'આ ભાગ્યની વાતો બતાવે છે. 'મલ્લુ બોલ્યોઃ આવો તેનાથી આપણું ભાગ્ય પૂછીએ, આપણે પરીક્ષામાં પાસ થઈશું કે નહીં ?

અમે કહ્યું: "ના, આ બધું ખોટું અને જૂઠ છે. કોઈ નથી જાણતું કે કાલે શું થવાનું છે ?"
અલ્લુએ કહ્યું: 'ના, નાં આપણે તેમને હાથ બતાવીએ, તેઓ ભવિષ્યવાણી કહેશે.'
મલ્લુએ કહ્યું: 'હા, હા, આપણે તો હાથ બતાવીશું.' અમે કહ્યું: ના, અમે તો કદાપિ નહીં બતાવીએ. આ વળી આપણું ભવિષ્ય શું જાણે?'





અલ્લુ પંડિતજી પાસે ગયો, મલ્લુ પંડિતજી પાસે ગયો, અમે એક બાજુ ઊભા રહ્યા. પંડિતજીએ અલ્લુનો હાથ જોયો. મલ્લુનો હાથ જોયો. અમારાથી કહ્યું: 'બેટા તમે પણ હાથ બતાવો.' અમે કહ્યું: 'અમે તો કોઈને હાથ બતાવતા નથી, તમે શું જાણો કે કાલે શું થવાનું છે?' પંડિતજી અમારા સામે આંખો કાઢીને જોઈ રહ્યા અને અલ્લુ-મલ્લુથી વાતો કરવા લાગ્યા.

અલ્લુથી કહ્યું: 'બેટા ! તમે પાસ થઈ જશો, મલ્લુથી કહ્યું: બેટા ! તમે તો પ્રથમ નંબરે આવશો. પછી બંનેથી બોલ્યા: 'લાવો હવે અમારી દક્ષિણા.' અલ્લુ-મલ્લુએ કહ્યું: 'અમારી પાસે તો પૈસા નથી, ખીસું જ ખાલી છે ને.' અમે તો ઊભા-ઊભા હસતા રહ્યા. હવે મજા આવશે. પંડિતજી તો ખૂબ બગડયા. અલ્લુ-મલ્લુને ખૂબ ખખડાવ્યા. કહ્યું: 'પૈસા ન હતા તો કેમ હાથ બતાવવા આવ્યા હતા. મફતમાં હાથ બતાવો છે! જાવ-જાવ તમે બંને નાપાસ થઈ જશો, કયારેય પાસ નહીં થઈ શકો.'

પંડિતજી ખૂબ ગુસ્સે થઈને બગડયા તો અલ્લુ તો ભાગી જ ગયો. મલ્લુ પણ ભાગવા લાગ્યો. અમે પણ દોડીને તેમના સાથે થઈ ગયા. એટલે હવે અમે તે બન્નેને પૂછયું:



‘બોલો! હવે તમે શું કહો છો ? બીચારા પંડિતને તો એટલી ખબર પણ ન હતી કે તમારા પાસે પૈસા છે કે નહીં ?! પછી એ આવતીકાલે કે ભવિષ્યમાં શું થવાનું છે એ કયાંથી બતાવી શકે ?

અલ્લુ-મલ્લુ એકીસાથે બોલી ઊઠયાઃ ‘હા ! તમારી વાત તદ્દન સાચી છે, પંડિત જૂઠો છે.’

પછી અલ્લુએ અલ્લાહથી માફી માંગી, તૌબા કરી. મલ્લુએ પણ માફી માંગીને તૌબા કરી અને અમારો આભાર માન્યો.

અમે કહ્યુંઃ ‘જુઓ હવે આવી વાતો કયારેય ન કરતા. ગૈબની હાલત અને ખબર તો અલ્લાહ સિવાય કોઈ નથી જાણતું. કોઈને જાણ જ નથી કે કાલે શું થવાનું છે. એટલે જે લોકો ભવિષ્યની વાતો બતાવે છે, તેવા તમામ લોકો જૂઠા છે, અને ભોળા લોકોને છેતરે છે.’

# ભાગ્ય અજમાવવું



એક હતો અલ્લુ, એક હતો મલ્લુ, એક હતા અમો. અમારા ત્રણમાં ખૂબ મેળ-મિલાપ અને પ્રેમ હતો. એક દિવસ અમે, અલ્લુ અને મલ્લુ ફરવા નીકળ્યા. ચાલતાં-ચાલતાં એક ચાર રસ્તાના સર્કલ પર પહોંચ્યા. સર્કલ પર એક માણસ બૂમ પાડી રહ્યો હતોઃ 'ભાગ્ય અજમાવો, તમારું ભાગ્ય અજમાવો.'



અલ્લુએ કહ્યું: 'ચાલો જોઈએ આ શું છે ? મલ્લુએ કહ્યું: 'ચાલો જોઈએ તો ખરા કે શું છે ?' અમે કહ્યું: 'શું હશે ? છેતરપિંડી હશે!' અલ્લુ-મલ્લુ ન માન્યા, જઈને જોયું. તે માણસ સામે પાથરણા પર નાના-નાના પડીકાઓનો ઢગલો હતો- તે માણસ દરેક પડીકા માટે એક રૂપિયો, એક રૂપિયો કહી રહ્યો હતો. એક રૂપિયામાં એક પડીકું લઈ લો. ભાગ્ય અજમાવો. ઘણા છોકરા આવતા, એક રૂપિયો આપતા અને એક પડીકું લઈ લેતા. કોઈ પડીકામાંથી પેન્સિલ નીકળતી, કોઈમાંથી રબર, કોઈમાંથી નાની ચોકલેટ, કોઈમાંથી કાંસકો, બે રૂપિયાની ચીજ મેળવવાની લાલચમાં છોકરાઓ એક રૂપિયો દાવ પર લગાવી દેતા.
અલ્લુએ કહ્યું: 'આવો ! આપણે પણ ભાગ્ય અજમાવીએ, કદાચ બે રૂપિયાની કોઈ ચીજ નીકળી આવે.' મલ્લુએ કહ્યું: 'આવો યાર, આપણે પણ ભાગ્ય અજમાવીએ.'



અમે કહ્યું: 'મારા ભાઈઓ ! આ તો જુગાર છે.' અલ્લુ-મલ્લુએ કહ્યું: 'આ જુગાર કેવી રીતે- તમે તો દરેકમાં જુગાર બતાવો છો ! અમે તેમને સમજાવ્યા: 'જુઓ, આ જુગાર એ રીતે છે કે માલ તો આપણા સામે છે જ નહીં પછી કિંમત કેવી રીતે નક્કી થાય ? આ તો નરી છેતરપિંડી છે. અલ્લાહના વ્હાલા નબી સ.અ.વ.એ આ રીતે માલ વેચવાને ખોટું કહ્યું છે. માલ દેખાતો જ ન હોય અને પૈસા આપવાના !' વ્હાલા નબી સ.અ.વ.નું નામ સાંભળ્યું તો અલ્લુ-મલ્લુ બોલ્યા: 'સારું તો આમ વાત છે. તો પછી તો આ માલ ન લેવાય. આ રીતે ભાગ્ય ન અજમાવાય. આ તો છેતરપિંડી છે. સંતોષ સાથે અમે તે સર્કલથી આગળ વધી ગયા.



# ભાગ્ય જાણો, ભવિષ્ય જાણો

એક હતો અલ્લુ, એક હતો મલ્લુ, એક હતા અમે. ત્રણે ફરવા નીકળ્યા. રસ્તામાં એક માણસ બેસ્યો હતો. તેના આગળ એક પીંજરું મૂકેલું હતું. પીંજરામાં એક નાનકડો પોપટ હતો. તે માણસ પાસે નાના-નાના અમુક કવર પણ મૂકેલા હતા, તે માણસ જોર-જોરથી કહેતો હતો: 'એક રૂપિયામાં પોતાનું ભાગ્ય જાણો- તમારું ભવિષ્ય જાણો.'

અલ્લુએ કહ્યું: 'ચાલો રૂપિયો આપીને ભાગ્ય જાણીએ, મલ્લુ પણ તૈયાર થઈ ગયો.

અમે કહ્યું: 'ના, આ બધો ધોકો છે અને જૂઠ છે. તકદીર અલ્લાહ સિવાય કોઈ જાણતું નથી. ભાગ્યની અલ્લાહને જ ખબર છે. અલ્લુ ન માન્યો. તે માણસ પાસે ગયો. અલ્લુએ તેને પૈસા આપ્યા. પૈસા લઈને તે માણસે પીંજરું ખોલ્યું, પીંજરામાંથી પોપટ બહાર નીકળ્યો. પોપટે સામે પડેલા કવરોમાંથી એક કવર લીધું. તે માણસે પોપટ પાસેથી તે કવર લઈને અલ્લુને આપ્યું. મલ્લુએ પણ તેને જોઈને પૈસા આપ્યા, આમ મલ્લુને પણ કવર મળ્યું. અલ્લુ-મલ્લુએ પોત-પોતાના કવર ખોલ્યા. કવરમાંથી કાગળના ટુકડા નીકળ્યા. અલ્લુએ પોતાનો કાગળ વાંચ્યો. લખ્યું હતું- તમારા રોજગારમાં પ્રગતિ થશે.





અલ્લુ આ વાંચીને ખૂબ જ હસ્યો. કહ્યુંઃ મારે વળી રોજગાર કેવો ? હું તો હજુ બાળક છું. મલ્લુએ પોતાનો કાગળ વાંચ્યો, લખ્યું હતું. તમને નોકરી મળી જશે. મલ્લુ વાંચીને ખૂબ હસ્યોઃ કહ્યુંઃ આ તો આપણી મજાક થઈ. મારે વળી નોકરી કેવી, હું તો હજુ બાળક છું, ભણું છું.



હવે અમે તે બંનેને ફરી સમજાવ્યાઃ અરે, ભાઈઓ ! આ બધી ચોખ્ખી છેતરપિંડી છે. આ માણસે લોકોને છેતરવા આ ધતિંગ ઊભું કર્યું છે. એક પક્ષી આપણું ભવિષ્ય કેવી રીતે બતાવી શકે ? ભવિષ્યની વાતો તો માત્ર અને માત્ર અલ્લાહ જ જાણે છે. તેના સિવાય કોઈ જ નહીં, જરા સમજો. અલ્લુ-મલ્લુ સમજી ગયા. પસ્તાયા, તૌબા કરી અને અમે ફરીને ઘર ભેગા થઈ ગયા.